# અમારૂં એક અભૂતપૂર્વ પ્રકાશન

ગણિતજ્યોતિઃ શાસ્ત્રી, વિદ્યારત્ન, સામુદ્રિકશાસ્ત્રરત્ન, જ્યોતિઃ શાસ્ત્રમાર્તંડ, જ્યોતિષાચાર્ય ઇત્યાદિ પદવીધર, પંચાંગકર્તા તથા જાતકચંદ્રિકા, સર્વાર્થ ચિંતામણિ, સામુદ્રિકરહસ્ય આદિ અનેક જ્યોતિષ ગ્રંથોના કર્તા

શ્રી હિમ્મતરામ મહાશંકર જાનીએ સંપાદિત કરેલા

# જૈન સામુદ્રિકશાસ્ત્રના પાંચ ગ્રંથ

ત્રિરંગી તથા સાદાં ઘણાં ચિત્રો સહિત ( એક જ વૉલ્યુમમાં )

કિંમત રૂ. ૧૬-૦-૦

આ એક અમૂલ્ય સંગ્રહ છે. જેમાં (૧) શ્રી મેઘવિજય ઉપાધ્યાયકૃત **હસ્ત સંજીવનમ્** (૨) નર-તુરગ-હસ્તિ પરીક્ષા-શાસ્ત્રના પ્રણેતા પ્રાગ્વાટ કુલભૂષણ કવિવર દુર્લભરાજ પ્રણીત **સામુદ્રિક તિલક** (૩) પ્રાચીન જૈનાચાર્ય પ્રણીત **સામુદ્રિકશાસ્ત્ર** (૪) શ્રી પાર્શ્વચંદ્રસૂરિકૃત **હસ્તકાંડ** અને (૫) વસંતરાજ શાકુન ઇત્યાદિ અનેક ગ્રંથોએ પ્રમાણ માનેલા ચૂડામણિશાસ્ત્રનો સારગ્રંથ **અર્હચ્ચૂડામણિસાર** એમ પાંચ ગ્રંથોનો સમાવેશ કરેલો છે.

પાંચ ગ્રંથો પોતપોતાના નામથી પ્રખ્યાત જ છે. પરંતુ અત્યાર પહેલાં વાસ્તવિક તત્ત્વને સમજાવી શકે તેવી રીતનું ટીકાટિપ્પણી ભાષાન્તર આદિ કોઈ જ સંપાદન થએલું ન હતું.

શ્રી હિમ્મતરામ જાની કે જેઓ જ્યોતિશાસ્ત્રના સિદ્ધાન્ત, સંહિતા અને હોરા એમ ત્રણે સ્કંધના નિષ્ણાત વિદ્વાન છે, તેમજ જ્યોતિષી તરીકે છેલ્લા ૨૫ વર્ષથી જ્યોતિષ તથા સામુદ્રિક-શાસ્ત્રનો ઘણો ઊંડો અનુભવ ધરાવે છે તેમણે છ વર્ષના લાગલાગટ પરિશ્રમથી અષ્ટાંગનિમિત્તશાસ્ત્ર ઉપર ઊંડો અભ્યાસ કરી ભંડારોની હસ્તપ્રતો મેળવી હસ્તસંજીવન આદિ ઉપરોક્ત પાંચે ગ્રંથોનું સંશોધન, ભાષાન્તર તથા સંપાદન કરેલું છે તેમજ નિમિત્તશાસ્ત્ર સંબંધી વિસ્તૃત નિબંધ યોજ્યો છે જેથી સોનામાં સુગંધ જેવું થયું છે

સરલ ભાષાન્તર, શુદ્ધ સંપાદન, વિષયને સ્પષ્ટ કરનારા સામુદ્રિક લક્ષણ સૂચક ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ પ્રણીત એકરંગી તથા ત્રિરંગી ચિત્રો સાથે ઊંચા આર્ટ પેપર ઉપર આ ગ્રંથસંપુટ છાપવામાં આવેલો છે

સામુદ્રિકશાસ્ત્રનો અભ્યાસ કરવા ઇચ્છતા જિજ્ઞાસુને શાસ્ત્રીય જ્ઞાન, પોતાની મેળે પોતાના અંગલક્ષણોની પરીક્ષા કરવા ઇચ્છનારને સાચો સહાયક, અને સામુદ્રિકશાસ્ત્રના રસિકોને સાચું રસદર્શન ત્રણે વસ્તુ આ એક જ સંગ્રહ આપી શકશે